॥ ॐ ॥

॥ श्री विश्वकर्मणे नमः ॥

# શ્રી ગુર્જર સૂતાર જ્ઞાતિ હીતોપદેશીકા

સ્વજ્ઞાતિ હીતાર્થે પરોપકાર વૃત્તિથી


લખનાર:-

હરિલાલ માવજી દુધૈયા



છપાવી પ્રસિદ્ધ કરનાર:-

શ્રી ગુર્જર સુતાર જ્ઞાતિ કમીટી (કરાચી)

વતી

મીસ્ત્રી મકનજી કાળીદાસ

રણછોડ લાઇન—કરાચી.

ઇ૦ સ૦ ૧૯૨૦ પ્રત ૧૦૦૦ સંવત ૧૯૭૭

[illegible] પ્રેસમાં હરિલાલ વાલજી ઠકરે છાપ્યું,—કરાચી.

મુલ્ય અમુલ્ય

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કાપીરાઈટ સંગ્રહ

योदेवानां प्रथमं पुरस्ताद्विश्वाधिपो रूद्रो महर्षिः ॥
हिरण्यगर्भं पश्यतजायमान सन्नोदेवः शुभया स्मृत्या
संयुनक्तु ॥
ज्ञात्वा शिवं स्वर्वभूतेषु गुढं विश्वस्यैकं परिवेष्ठितारं ॥
ज्ञात्वादेवं मुच्यते सर्व पाशैरेषवेदो विश्वकर्मा महात्मा ॥

( तैत्तिरीयैतरेय श्वेताश्वतरोपनिषदत्रये श्रुति )

# પ્રસ્તાવના

શ્રી વિશ્વકર્મા વંશજો આજના સમયમાં અજ્ઞાનતા–અવિદ્યાએ કરાને પોતાના સત્કર્મો, સ્વધર્મ સદાચાર રહીત બની, કુસંપ, ઈર્ષા, આળસ અને કલેશ સહ પોતાનું જીવન દુખદ રીતે વ્યતીત કરે છે. તે પ્રત્યક્ષાનુભવ થતાં મારા અંતઃકરણમાં ગ્લાની ઉપજી અને કોઇ પણ પ્રકારે સ્વજ્ઞાતીનું શ્રેય થઇ મારી જ્ઞાતી ઉન્નતીના શીખરે પહોંચે એ આશયથી વિદ્વાન અને સત્પુરૂષોના કિંચીત સંસર્ગથી પ્રાપ્ત થએલી સ્વલ્પ વિદ્યા વડે જ્ઞાતીસેવા બજાવવાને નિષ્કામ વૃત્તિ અને પરોપકારપણે જ્ઞાતી સમાજમાં ભાતૃભાવ પ્રગટાવવા સત્ શાસ્ત્રોના પ્રમાણ સાથે "શ્રી ગુર્જર સુતાર જ્ઞાતી હીતોપદેશીકા" નામનું લઘુ પુસ્તક મારી જ્ઞાતી સમુહના હસ્ત કમળમાં મુકી સર્વે બંધુઓને પ્રાર્થું છું કે, આ લઘુ પુસ્તકને નિરમાલ્ય ન ગણતાં બે દરકારીથી તેને કચરાને સ્વાધીન ન કરતાં આપના મનમાં તેનું મનન કરી સહુ બંધુઓ પોતાના સ્વધર્મને સમજી–સ્વીકારી મારા સ્વલ્પ શ્રમને સફળ કરશો એવી જીજ્ઞાસા રાખું છું.

વિશેષમાં પ્રસ્તુત લેખ પાંચ વર્ષ પહેલાં લખાએલો હતો અને તેને પ્રકાશમાં લાવવા ગોંડલના રહીશ હાલમાં ભાવનગરના દરબારી મીસ્રી ગોકુલદાસ વસ્તાભાઇ સચાણીઆ જ્યારે હું જુનાગઢ હતો ત્યારે તેઓશ્રી ત્યાં આવેલા હતા. તેમને આ લેખ

બતાવતાં તેમણે પોતાની ઉદાર ભાવના દર્શાવી. સદરહુ લેખ પોતાને ખરચે છપાવી આપવા કહ્યું અને લેખ મારી પાસેથી લઈ ગયા. લેખ લઈ ગયાને બે વરસ વીતી ગયાં તે વખતે રાજકોટ મુકામે "શ્રી ગુર્જર સુતાર જ્ઞાતી સંમેલન" થયું ત્યાં તેઓશ્રી પધારેલા હતા. અને તેમને સદરહુ લેખ બાબત પુછતાં તથા પ્રકાશમાં લાવવા માટે શી યોજના કરી? તે બદલના જવાબમાં ઉદાર મહાશયે જણાવ્યું કે મેં પ્રેસવાળાને છાપવા આપેલ છે. કાચાં પ્રુફ કઢાવ્યાં છે, અને હું ભાવનગર જઈ મોકલી આપીશ. આ પ્રમાણે તાળવે ગોળ ચોટાડી મીસ્ત્રી સાહેબ ભાવનગર ચાલ્યા ગયા, અને કાચાં પ્રુફ આવતાં બીજું એક વર્ષ વીતી ગયું. તેથી હું તે લેખ પાછો લેવા ભાવનગર ગયો, કારણ કે પત્ર મારફત લેખ મગાવતાં જવાબમાં આવતું કે થોડા દિવસમાં આવેછે. હું કામમાંછું. લેખ પાછો મોકલાય નહિ એવાં અનેક બાનાં આપ્યે જતા હતા. તેથી હું ભાવનગર જાતે ગયો અને સદરહુ લેખની માગણી કરતાં એ તો પ્રેસવાળાને આપેલ છે. પ્રેસવાળા પ્લેગને સબબે ચાલ્યા ગયા છે. એવાં કારણો દર્શાવી મને વીદાયગીરી આપી. અને સાથે જણાવ્યું કે, હું હવે એકાદ મહીનામાં કામ પતાવી નાખીશ. આમ ખોટા દિલાસા દેવામાં અને લેખને પ્રકાશમાં ન લાવવાને તે મહેરબાન મીસ્ત્રીના અંતઃકરણમાં શું હશે એ તો પરમાત્મા જાણે. પરંતુ અનેક પ્રકારના પત્રો લખવા છતાં, રૂબરૂ મેળાપ કરવા છતાં પણ જ્ઞાતીહીતમાટેની ઉર્મીઓને સાવ ગણું ઘુંટી મારી નાખવામાં આવી હતી. અને હું નીરાશ બની

બેસી ગયો હતો. પરંતુ સર્વ જ્ઞાતીના સદભાગ્યે કરાચીમાં તા. ૩–૧૦–૨૦ના રોજ જ્ઞાતીની અઇકયતા કરવા માટે શ્રી ગુર્જર સુતાર જ્ઞાતી ભેળી થઈ હતી. તે વખતે આ પ્રસ્તુત લેખ મેં વાંચી સંભળાવ્યો હતો. અને તે જ્ઞાતીને શ્રેયકર થશે એમ ધારી "(કરાચી) શ્રી ગુર્જર સુતાર જ્ઞાતી કમીટી"ના ઉદાર ગ્રહસ્થ મેમ્બરોએ "શ્રી ગુર્જર સુતાર જ્ઞાતી ઉપદેશીકા"ને છપાવવાની લાગણી દર્શાવી. તેને છપાવી જ્ઞાતી સમાજ તથા મને આભારી કરેલ છે. તેથી હું શ્રી વિશ્વકર્મા પ્રભુ પાસે યાચું છું કે, આપણી જ્ઞાતીમાં આવા ઉદાર અને ધર્મશીલ મનુષ્યો હમેશાં વૃદ્ધિ પામી જ્ઞાતી ઉન્નતીના અનુપમ સાધન રૂપ બનો એજ. શુભાશા—અસ્તુ.

સંવત ૧૯૭૬ના ભાદ્રપદ,
કૃષ્ણ પક્ષ, ૬ ને રવીવાર
કરાચી, તા. ૩–૧૦–૨૦

લી૦ સ્વ જ્ઞાતી સેવક
**હરિલાલ માવજી દુધૈયા.**



# ॥ श्री विश्वकर्मा जयति ॥

સકળ શ્રષ્ટિના સાર ભૂત આદ્ય પુરૂષ પરમાત્મા શ્રી વિશ્વકર્માના પાર્દા બુજમાં, સ્નેહ પૂર્વક મસ્તક નમાવી અંતઃકરણમાં શુદ્ધ ભાવના સહ ધ્યાન ધરી લેખીનીને હસ્ત ગત કરતાં, બ્રહ્મકુમારી વિણા ધારી ણી બ્રહ્મચારીણી સ્વેતામ્બર ધારીણી ગ્રંથ સિંધુ તારણી, મયુર વાહની ગિરાભંડાર અને સદા પ્રસન્ન વદની, દેવિ સરસ્વતિને શુદ્ધ અંતઃકરણમાં સ્વાલ્પ વિદ્યાની આર્જવતાથી યાચના કરી કાળના પ્રબળ પણા એ કરીને ઉત્તમ સ્થિતિમાંથી અધમ સ્થિતિમાં આવી પડેલા મારા જ્ઞાતિ બંધુઓને પૂર્વ સ્થિતિનું સ્મર્ણ કરાવવા હલકી પંકિતમાં થી શ્રેષ્ટ પંકિતમાં લાવવા અને આ લોક તથા પર લોકમાં આનંદ સહ સુખ મેળવવાને પરોપકાર વૃતિએ અંતરમાં ઉપજેલી ઉર્મીઓથી, જેમ ન્હાનું બાળક આકાશમાં રહેલા ચંદ્રને પોતાની પાસે લેવાની ઇચ્છા કરે અને તે અશકય છે તેમ અજ્ઞાનાવસ્થા માં પડેલી આપણી જ્ઞાતિને એકાએક સુધારણાના પ્રકાશમાં લાવવી અશકય છે. છતાં

હસ્ત પદાદિ અંગ અરૂ બુદ્ધિ દીની મનુષ્ય કો
હોની અહોની હરિ સંગ હોઇ શકે સો યત્ન કર

એ સુત્રને અનુસરી પ્રયત્નના ફળની અપેક્ષા ન કરતાં, સાહસીક કાર્યને આરંભી આપુણી જ્ઞાતિની કઢંગી સ્થિતિનું, દિગદર્શન કરાવવા, તથા મારા પ્રીય જ્ઞાતિ બંધુઓને કુસંપ નિદ્રા અને ઇર્ષા આળશ્યમાં થી જાગૃત કરવાને હું પ્રવૃત થયો છું.

બંધુઓ ? હું કોઇ ઉપદેશક નથી તેમ વિદ્વાન પણ નથી કે મારા પ્રબળ જ્ઞાને કરી આપ સર્વેને બોધ આપવાનું અભિમાન કરૂં પરંતુ એક લઘુ ભ્રાતા તરીકે મારી સ્વાલ્પ મતિથી સુખ અને શાન્તિ મેળવવાની તથા જગતમાં પવિત્ર કીર્તિ પામી ઉચ્ચ સ્થિતિમાં પહોંચવાની સલાહ મારા વડિલો સમાનવથી તથા લઘુ ભ્રાતાઓને આપવી એવા પ્રબળ હેતુથી આ પ્રસ્તુત લેખ લખવાનું ઉછ્રૃંખળ પણું કર્યું છે.

સજ્જનો ? હું મારી જ્ઞાતિ સમસ્તનો દાસ છું આ લેખમાં ચર્ચેલા વિષયોથી લુબ્ધ છું લખેલા નિયમો પ્રમાણે મારી વર્તણુક નથી અર્થાત સર્વ પ્રકારે નિંદનીય-નિંદા કરવા લાયક છુ પરંતુ જેમ અંધારી રાત્રીને વીશે કોઇ આંધળો મનુષ્ય પોતાના કોઇ કામ માટે, અટકળની આંખ્યોને આધારે બહાર નીકળે ત્યારે પોતાને તથા સામેથી આવતા દેખતા મનુષ્યને નુકશાન ન પહોંચે તેટલા માટે તે આંધળો પોતાના હાથમાં પ્રકટાવેલું ફાનસ રાખે. જોકે તે ફાનસના દિવાનો પ્રકાશ આંધળો પોતે જોઇ શકતો નથી તેમ તે દિવાના અજવાળાને આધારે પોતે ચાલતો નથી પણ સામેથી આવતા દેખતા મનુષ્યો આંધળાના હાથમાં રહેલા ફાનસના અજવાળાએ કરીને પોતાની સામે આવતા આંધળાની સાથે ન અથડાતાં ઉભય પંથીઓ નિર્વીઘ્ને પોત પોતાને રસ્તે ચાલ્યા જાય છે અને આંધળાના હાથમાં જણાતો નિરૂપયોગી દિપક આંધળા તથા દેખતા બન્નેને લાભ કારક થઇ પડે છે તેવી રીતે હું પણ મારાં જ્ઞાન ચક્ષુ પર પડેલા અજ્ઞાનતાનાં પડળે કરી અઅેલ અંધ તરીકે છુ અને ચાલુ જમાનાના રસ્તામાં, મારા મન મંદિરથી આ અક્ષર દેહવડે મારી સ્વજ્ઞાતિના હીત કરવાના કારણ સર આપણી જ્ઞાતિની અધમાવસ્થા રૂપ રાત્રિમાં “ શ્રી ગુર્જર સુતાર હીતોપદેશીકા ” ફાનસ લઇ બહાર નિકળ્યો છું તો આ “ઉપદેશીકા” ના

પ્રકાશ વડે આપ જ્ઞાને કરીને દેખતા અને શુદ્ધ બુદ્ધિવાળા મારા જ્ઞાતિ બંધુઓ અન્યોઅન્ય એક બીજાની સાથે તથા હું અંધની સાથે ન અથડાતાં (આપણી જ્ઞાતિના કેટલાક કુઢંગા અને ખરાબ ચાલથી) બચીને તથા અન્ય બંધુઓને બચાવીને સુધર્મ દિપકને પ્રકાશે નિતિને પંથે ચડી સુખી થશો.

ભ્રાતાઓ ? આપણે આપણા મનમાં ઉંડો વિચાર કરી જોશું તો આપણને પ્રત્યક્ષ જણાશે કે આગળના સમયમાં કહેવાતી આપણી ઉત્તમ જ્ઞાતિ આજ કેટલે હલકે દરજજે આવી પહોંચી છે. અને જગતમાં પુજતા પુરૂષો આજ અનેક પ્રકારના મનુષ્યોના તિરસ્કાર સહે છે અહાહા? કેટલું આશ્ચર્ય? કેટલી વિષમતા? કેટલું અસહ્ય દુઃખ? આપણે આપણાં આહનિક (રોજ કરવાનાં) સતકર્મો સુધર્મ અને નિતિને તજી દેતાં આ દુનિયામાં કહેવાતા હલકી જ્ઞાતિવાળા પણ આપણાથી ખાવા પીવાનો વ્યવહાર બંધ કરી આપણાથી ઉંચા થઇ બેઠા છે આવું આવું નજરે જોવા છતાં શરિરે નાના પ્રકારના દુઃખ સ્હેવા છતાં પણ મારા જ્ઞાતિ બંધુઓને પોતાની હલકી સ્થિતિમાં પડયા રહેવું કેમ ગમે છે? વ્હાલા, વિચારો? અને આપણી મુળ ઉત્પતિ તરફ આપનું ધ્યાન ખેંચો તો જરૂર આપને જણાશે કે આપણે કોણ છૈએ? જો વિચાર નહિ કરીએ અને આમ આળશ અને શરમમાં આ વાતને હસી કાઢીશું અને મનની મરજી પ્રમાણે વરતશું તો પછી આપણું લૂટાઇ ગએલું મહત્વ ક્યાંથી મેળવી શકીશું ?

આપણે ખરા બ્રાહ્મણો છૈએ એમ અનેક શાસ્ત્રો પુરાવા આપે છે તો પછી નકામા શા માટે આળશ તથા જગતના મનુષ્યોની શરમમાં રહી પોતાનું પોતાના કુટુમ્બીઓનું તથા પોતાની જ્ઞાતિનું અહીત કરવાને મચી રહ્યા છો? ચેતો? ચેતો?? અને પુર્વ સ્થિતિને પાછી સ

તેજ કરો જાગૃત થાઓ? અને બીજા બંધુઓને જગાડો શુર વિર ધૈર્યવાન અને બુદ્ધિશાળી સજ્જનો આગળ થાઓ. તમને જોઈ બીજા ની નજરમાં આપના સતકર્મો સારાં લાગતાં તે પણ આપની પેઠે સુધ ર્મને પંથે ચડશે અને અનુક્રમે આપણે દિન પ્રતિદિન આપણી અધમ સ્થિતિમાંથી–ભુંડી હાલતમાંથી મુકત બની ઉચ્ચ સ્થિતિએ અવશ્ય પહોંચીશું.

આપણે બ્રાહ્મણ કેવી રીતે અને જે આ બીજા બ્રાહ્મણો છે તે કોણ? એ શંકા સર્વેના મનમાં પ્રકટે એ સ્વભાવીક છે અને તેનો યોગ્ય ખુલાસો કરવો એ આવશ્યક છે.

બ્રાહ્મણનો અર્થ જ્ઞાનની દ્રષ્ટિએ જોતાં એમ થાય છે કે બ્રહ્મ જે પરમાત્મા તેના તત્વમાંથી જે શરિર પ્રકટયું હોય અથવા જે શરિર જ્ઞાન અને ભકિત વડે પરમાત્માની સાથે અઇક્યતાને પામેલું હોય તે તત્વના શરિરને "બ્રાહ્મણ" એવી સંજ્ઞા આપવામાં આવે છે તો તે પ્રમાણે બ્રાહ્મણોના બે પ્રકાર છે એક બ્રહ્મતત્વમાંથી પ્રકટેલા બ્રહ્મકુમાર અને બીજા બ્રહ્મ=ઇશ્વરની સાથે અઇકયતાને પામેલા રૂષિઓના વંશજો તે રૂષિકુમાર કારણ કે પુર્વના રૂષિઓનાં મુળ તરફ પુર્ણ તપાસ કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે તે કયા કુળમાં જન્મ્યા હતા અને બ્રહ્મની સાથે અઇકયતા કરી બ્રાહ્મણ પણાને કેવી રીતે પામ્યા તે વિશે થોડા દાખલાઓ શાસ્ત્રોને આધારે નિચે પ્રમાણે છે.

પ્રથમ આપણે સપ્ત શ્લોકી "રામાયણ" કર્તા મહાત્મા શ્રી વાલ્મીક રૂષિનો દાખલો લઇએ કે, વાલ્મીક રૂષિનો જન્મ એક શુદ્ર જાતિના ભીલને ઘેર થયો હતો. અને તેનું નામ વાલો ભીલ હતું. વાલાની ઉમર પુખ્ત થાતાં તેણે લુટફાટનો ધંધો કે, જે પોતાના

બાપ દાદાઓ કરતા હતા. તે ધંધો આરંભ્યો. અને રસ્તે જતા આવતા વટે માર્ગુને નિર્દયતાથી પીડીને ધન વીગેરે વસ્તુનું હરણ કરી લેતા. આ પ્રમાણે પોતે પોતાનો ધંધો કરતા, અને ઇશ્વર એટલે શું એ તેને કાંઇ પણ જ્ઞાન નહોતું એમ કહીએ તોપણ ચાલે. કારણ કે જો તેને ઇશ્વર છે એમ મનમાં જાણ્યું હોય તો જરૂર તેને એવાં કઠોર કૃત્ય કરતાં ઇશ્વરનો ભય રહેત. પરંતુ નહિ, તે પોતાના કુળનો ચાલ્યો આવતો ધંધો કરી રહ્યા હતા. આ પ્રમાણે કેટલોક સમય વિત્યા બાદ જે રસ્તામાં વાલો લુટ ચલાવતા હતા તે માર્ગેથી એક સંત નિકળ્યા. તેને જોઇ વાલો તે સંત પુરૂષની પાસે આવ્યા. અને કહ્યું કે તમારી પાસે જે કાંઇ વસ્તુ હોય તે સર્વે મને આપીને તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ. જો તમે સરખી રીતે નહી આપો તો મારે જોર જુલમ કરવો પડશે. આ પ્રમાણે વાલાનું બોલવું સાંભળી આગંતુ સંતે કહ્યું: ભાઇ? અમારા સાધુની પાસે તે શું હોય? પરંતુ હું તને પુછું છું કે આ કર્મ તું શા માટે કરે છે? જવાબમાં વાલાએ જણાવ્યું કે મારા કુટુમ્બના પોષણ માટે મહાત્માએ ફરી પુછ્યું કે આ પાપ કર્મમાં જે પાપ લાગેછે તે તારાં સર્વે કુટુંબીઓ ભાગે પડતાં વેંચી લીએ છે કે? વાલે કહ્યું તે મને ખબર નથી પુનઃ મહાત્માએ કહ્યું ત્યારે તું તારાં કુટુમ્બીઓને પુછી નકી કર. જો તેઓ તારાં આ પાપ કર્મનાં ભાગીદાર હોય તો સુખેથી મારી પાસે જે કાંઇ હોય તે સર્વે તું લઇ લેજે. આ સાંભળી વાલે કહ્યું વાહવા તમે પણ ઠીક બાનું આપી અહીથી નાશી જવા માગો છો પરંતુ હું તમને જવા દેનાર નથી. મહાત્માએ કહ્યું હું ઇશ્વરના સોગન ખાઈ કહું છું કે હું તારા આવતાં સુધી અહીંથી કયાંય નહિ જાઉં. આ પ્રમાણે સંતના કહેવાથી તેના વચન

માં વિશ્વાસ રાખી વાલો ઘેર આવ્યા. અને પ્રથમ પોતાના પિતાને પુછ્યું પિતા હું જે આ પાપ કર્મ કરી તમારૂં સર્વેનું પોષણ કરૂં છું તે પાપ કર્મમાં થાતા પાપમાં તમારો ભાગ ખરો કે ? વાલાના પિતાએ કહ્યું નારે ભાઇ તું તો ગાંડો જણાય છે. એ તો જે કરે તે ભોગવે. એમાં મારે લેવા નકર દેવા. આ પ્રમાણેનો ઉતર સાંભળી વાલો અનુક્રમે પોતાની માતા તથા સ્ત્રી પુત્રાદિકને પુછી જોયું પરંતુ સર્વ જણે વાલાના પિતા જેવોજ જવાબ વાળ્યો જે સાંભળી વાલાના અંતઃકરણમા જ્ઞાની ઉપજી અને પોતાને સાચો માર્ગ બતાવનાર મહાત્માની પાસે આવી તેના ચરણમાં પડ્યા. અને કહ્યું કે મહાત્મા પાપ કર્મના ભાગીદાર થવાની તો મારાં સર્વે કુટુમ્બીઓ ના પાડે છે તો હવે મારે શું કરવું ? મેં અપાર અઘોર પાપ કર્યાં છે તો તે પાપમાંથી છુટવાનો માર્ગ આપ હું પાપી પર કૃપા કરી બતાવો. વાલાના અંતઃકરણમાં આ પ્રકારનું આત્મીક જ્ઞાન પ્રકટેલું જોઇ વાલાના પાપ નિવારણ માટે તથા તેના મોક્ષ પ્રાપ્તાર્થે તેના પર દયા કરી સહેલ પરંતુ મહામંત્ર કે જે રામ નામ જેનો મહીમા અપાર છે તે મહામંત્ર વાલાને આપ્યો અને કહ્યું કે તું હવે બીજું કાંઇ પણ ન કરતાં કેવળ "મરાં મરાં" એ શબ્દનો ઉચ્ચાર કર અને તારા હૃદયમાં પરમાત્માનું ધ્યાન ધર જેથી કરી તારાં સર્વ પાપ નાશ પામશે. વાલે મહાત્માની આજ્ઞાનું સાર કહેલ વિધી પ્રમાણે પરમાત્માના ધ્યાનમાં પોતાનું મન સ્થિર કર્યું આવી રીતે ઘણોક કાળ વિતી ગયો ત્યારે શ્રી ભગવાને તેના પર પ્રસન્ન થઇ વાલાને પ્રત્યક્ષ દર્શન આપ્યાં અને તેને સપ્ત શ્લોકી રામાયણ રચવાની આજ્ઞા કરી પ્રભુ આજ્ઞાથી વાલાએ સપ્ત શ્લોકી રામાયણ રચી વાલ્મામાંથી મહર્ષિ વાલ્મીક કહેવાયા. કહો ભીલને વેદનો અધિકાર હતો ? શું ભીલની શાસ્ત્રકાર બનવાની યોગ્યતા

હતી ? કાઇપણ નહિ પરંતુ તેના ઉંચ કર્તવ્યો તેણે કરીને વાલો ભીલ માંથી બ્રહ્મપણાને પામ્યા આ લોકમાં સર્વે રૂષિઓમાં શ્રેષ્ટ કહેવાયા અને અંતે પરિબ્રહ્મના જ્યોતિર્રૂપમાં વિલય પામ્યા.

મહર્ષિવાલ્મીક શીવાય વિશ્વામિત્ર રૂષિ ક્ષત્રિ કુળમાં જન્મ્યા હતા. અને પોતાનાં સત કર્મો વડે બ્રહ્મરૂષિ કહેવાયા નારદ મુની દાસી કુમાર હતા પણ ઇશ્વર ભજન અને બ્રહ્મકર્મથીજ ત્રિલોકમાં સહુથી શ્રેષ્ટ બન્યા અને ઇચ્છા ગામી–મરજી પ્રમાણે ગમે ત્યાં જવાને શકિત વંત થયા જુવો કેવળ શુદ્ધ બ્રહ્મ કર્મોથીજ આ પ્રકારે અનેક પુરૂષો પોતાની કનિષ્ટતામાંથી શ્રેષ્ટતાને પામ્યા. આ પ્રમાણે અનેક રૂષિઓની ઉત્પતિ આપણને શાસ્ત્રોમાંથી મળી આવે છે પરંતુ શાસ્ત્રો ફરમાવે છે કે, નદિનું મુળ અને રૂષિનું કુળ એ જોવું નહિ કારણ કે તે તરફ લક્ષ જાતાં પુર્વે થઇ ગએલા મહાત્મા પ્રત્યેની આપણી ભાવના ઓછી થાય અને તેમના ગ્નાતિ દોષ આપણા મનમાં ઠસી જાય તેથી ભલાને બદલે આપણું ભુંડું થાય તેથી કરી રૂષિ મુનીઓનાં કુળને ન જોતાં ફકત તેમના સતકર્મો તથા સદાચરણોનુંજ દરેક મનુષ્યે પોતાના મનનું મનન તથા અનુકરણ કરવું જોઇએ.

ઉપર કહેલા બ્રહ્મરૂષિઓથી પ્રકટેલા જે હાલમાં ચોરાશી જાતના બ્રાહ્મણો કહેવાય છે અને તેઓનો પ્રભાવ પરિક્ષત રાજાએ જ્યારે યજ્ઞ કરી સર્વ નાગને અગ્નિમાં હોમવા આપણને કહ્યું ત્યારે આપણા પુર્વજોએ તે હીંસાથી વિરક્ત રહેવા કહ્યું તેથી રૂષિપુત્રોને બોલાવી પરિક્ષત રાજાએ તેમની પાસે નાગ અગ્નિમાં હોમાવ્યા અને આપણા પુર્વજોએ કરેલા ઇન્કારના બદલામાં આપણા પુર્વજોના અધિકાર રૂષિ પુત્રોને આપ્યા અને ક્રમે ક્રમે રૂષિપુત્રોનું પ્રબળ વધતાં તેમણે આપણા પર પુર્ણ અધીકાર જમાવ્યો અને પેશ્વાના રાજ્યના અમલ વખતે

તેઓનું પરિબળ તથા રાજ્યમાં ફરતા ફરતા હોવાથી આપણાં પર દ્વેશ ભાવથી આપણાં પુસ્તકો બાળી નખાવ્યા આપણી યજ્ઞો પવિત-જનોઇઓ તોડી નખાવી અને રાજ્ય તરફથી હુકમ કઢાવ્યો કે, કોઇ પણ "પંચાળ" જનોઇ પહેરે તો તેને જનોઇને ઠેકાણે ડામ દેવો. સંધ્યો પાસના કરે તેને શુળીએ ચડાવવો વેદ ભણે તેને કારાગારમાં પુરવો પંચાળોએ રૂષિપુત્રોને માન આપવું તેની સેવા કરવી તેને પોતાના દેવ તરીકે પુજવા એવી એવી અનેક બાબતોથી આપણને અધમા વસ્થામાં લાવી મુક્યા જેથી તે દુઃખના ત્રાસે આપણા જ્ઞાતિ બંધુઓ છીન્ન ભીન્ન થઇ ગયા દિવસે દિવસે વિદ્યાને વિસરવા લાગ્યા અને આખરે એટલી સ્થિતિએ પહોંચી ગયા કે, પોતાના કર્મ ધર્મનો ત્યાગ કરી પોતાની જ્ઞાતિના ખરા મુળને પણ છેક વિસરી ગયા.

આપણે "પંચાળ" બ્રાહ્મણ છઇએ તેના સચોટ પુરાવા આપણાં હિંદુ શાસ્ત્રોમાંથી અનેક સ્થળે મળી આવે છે અને તે સ્વ જ્ઞાતિ હીતાર્થે નિચે લખું છું.

પાંચ બ્રાહ્મણ "પંચાળ" ની ઉત્પતિ કેવી રીતે થઈ તે "શ્રી વશિષ્ટ પુરાણ" કાન્ડ-૩, અધ્યાય ૬ ઠો અને શ્લોક ૧૪-૧૫-૧૬ માં કહ્યું છે કેઃ—

श्लोक

विश्वकर्मा मुखोद्भुता ब्राह्मणा पंच कीर्तिताः ॥
सद्योजात मुखेजातः सानगो विश्व कर्मणः ॥१४॥
वामदेव मुखे जातो ब्रह्मर्षि स्तु सनातनः ॥
अघोर मुख संजातोऽहभूनो वैश्वकर्मणः ॥१५॥
तत् पुरुष मुखेजातः प्रत्नौ सो वैश्वकर्मणः ॥
तस्येशान मुखजातः सुपर्णो विश्वकर्मणः ॥१६॥

**અર્થ**—વૈરાટ સ્વરૂપ જે "શ્રી વિશ્વકર્મા" તેના પાંચ મુખથી અનુક્રમે સદ્યો જાત=પુર્વ મુખથી સાનગ (મનુ બ્રાહ્મણ) કહેતાં લોહાદિકનું કામ કરનાર વામ દેવ=દક્ષીણ મુખથી સનાતન (મનુ બ્રાહ્મણ) સૂત્રધાર—સુતાર કાષ્ટ—લાકડાનું કામ કરનાર અઘોર=પશ્ચિમમુખથી અહભુન (ત્વષ્ટા બ્રાહ્મણ) કંસરા તાંબાદિકનું કામ કરનાર તત્પુરૂષ=ઉર્ધ્વ મુખથી પ્રત્ન રૂષિ (શિલ્પી બ્રાહ્મણ) સોમપરા સલાટ પાષાણાદિકનું કામ કરનાર અને ઉત્તર મુખથી સુપર્ણ (દૈવજ્ઞ બ્રાહ્મણ) સોના સોનાદિનું કામ કરનાર (આ પ્રમાણે જે મુળ પાંચ બ્રહ્મ પૂરૂષો પ્રગટયા છે તેમનાજ વંશજો ફકત "પંચાળ" કહેવાય છે પરંતુ હાલના સમય પરત્વે કરીને અનેક હલકી જ્ઞાતિ વાળા પણ ઉપર કહેલા કાર્યો કરે છે તેઓને "પંચાળ" કહેવામાં આવતા નથી માટે તે બાબત વિશેષ ચર્ચા કરવાનો અહીં હેતુ નથી.

ઉપર કહેલા પાંચ બ્રાહ્મ પુત્રોની પત્નિઓ વિશે સ્કંધ પુરાણ નાગર ખંડ વિશ્વ બ્રહ્મ કુલોત્સાહના પ્રકર્ણ અઢારમામાં કહ્યું છે કે,—

મનુ બ્રાહ્મણની સ્ત્રી, કાચના તે અંગીરા રૂષિની કન્યા
મય બ્રાહ્મણની સ્ત્રી, સુલોચના તે પરાશર રૂષિની કન્યા
ત્વષ્ટા બ્રાહ્મણની સ્ત્રી જયંતિ તે કૌશિક રૂષિની કન્યા
શિલ્પી બ્રાહ્મણની સ્ત્રી કરૂણા તે ભ્રગુ રૂષિની કન્યા
દૈવજ્ઞ બ્રાહ્મણની સ્ત્રી ચંદ્રિકા તે જૈમીની રૂષિની કન્યા

તથા તે પાંચે "પંચાળ" ના વેદ અનુક્રમે "લિંગે શઇવાગમ" નામના ગ્રંથમાં શ્લોક પચીશમાં કહ્યું છે કે,

**શ્લોક**

**श्रुति अयो मनुस्तु रूग्जातं मयोदारू यजुस्तथा ॥**
**ताम्रंत्वष्ट्राजः साम शिला शिल्प त्व थर्वणः ॥**
**शैप्यः स्वर्णार्कः प्रणवं पंच ब्रह्म त्रिधीयते ॥२५॥**

અર્થ—મનુને લોઢાનું કામ અને ૠગ્વેદ મયને દારૂ=કાષ્ટનું કામ અને યજુર્વેદ ત્વષ્ટાને તાંબાદીકનું કામ અને સામવેદ શિલ્પીને પત્થરનું અને અથર્વણુવેદ અને દૈવજ્ઞને સુવર્ણનું કામ અને અને પ્રવણુવેદ વળી "લિંગે શબ્દાગમ" માં શ્લોક ૬–૭ માં કહ્યું છે કે,

श्लोक

ऐश्वर्य मनुस्वरूपंच मयस्वरूपंच वैष्णवम् ॥
बैरिचं त्वाष्ट्ररूपंच माहेन्द्र शिल्पी कस्यच ॥६॥
रूपं नारायण स्वैव दैवज्ञस्य प्रकिर्तितम् ॥
पंचरूपाणी योवेद मुच्यते स्वव कील्बिषात ॥७॥

અર્થ—મનુ એ શીવ રૂપ છે મય એ વિષ્ણુ રૂપ છે ત્વષ્ટા એ બ્રહ્મ દેવ રૂપ છે શિલ્પી એ ઇન્દ્ર રૂપ છે અને દૈવજ્ઞ એ સાક્ષાત સુર્ય નારાયણ રૂપ છે આ પાંચેના સત્ય સ્વરૂપને જે જાણે છે તે સર્વે પાપોથી મુક્ત થાય છે.

વળી સ્કંધ પુરાણ નાગર ખંડના અધ્યાય છઠ્ઠામાં શ્લોક તેરમા અને ચૌદમામાં કહ્યું છે કે,—

श्लोक

अय स्कृतीर्मनु नांच मयानांदारूकर्मच ॥
त्वष्टूपांताम्र कर्माणी शिलाकर्मच शिल्पीनाम् ॥१३॥
शोवर्ण तक्षकणांच पंच कर्माणी तानीवै ॥
एते पंचैक रूपाश्च यज्ञकर्म परास्मृताः ॥१४॥

અર્થ—શસ્ત્રા દિક લેહ–લોઢાનું કામ કરનાર મનુ (લોહાર–લુવાર) દારૂ=કાષ્ટનુ કામ કરનાર મય (સૂત્રધાર–સુતાર) તામ્ર તાંબાનું

કામ કરનાર ત્વષ્ટા (કંસારા) શિલા=પત્થરનું કામ કરનાર શિલ્પી (સોમપરા સલાટ) અને સુવર્ણ=દઇવજ્ઞ (સોની) આ પ્રમાણે પાંચ કર્મો યજ્ઞ માટે પ્રથમ "પંચાળે" કર્યાં. વળી ઉપર દર્શાવેલા પાંચ પ્રજાપુત્રોએ અનુક્રમે સાનગ રૂષિ તેમણે શ્રી વિષ્ણુને ચક્ર સુર્યને શુલ બ્રહ્માને પાસ અને ઇન્દ્રને વજ્ર વિગેરે સર્વે દેવોને આયુધો કરી આપ્યાં સનાતન રૂષિએ શ્રી વિષ્ણુને વિમાન દેવોને વિમાન રથ મંદિર વિગેરે કરી આપ્યાં.

અહભુન રૂષિએ તાંબા પિતળનાં પાત્રો–વાસણ યજ્ઞ કર્મો માટે પ્રથમ સર્વે દેવને ઘડી આપ્યાં.

પ્રત્ન રૂષિએ દેવ પ્રતિમા દેવ મંદિર વિગેરે શિલા કાર્ય દેવોને કરી આપ્યાં,

અને સુપર્ણ રૂષિએ સુવર્ણના અલંકાર ઘરેણાં ઘડી દેવ તથા દેવિઓને શણગાર્યાં.

આ રીતે વિશ્વ=જગત×અને કર્મા=કર્તાના વઇરાટ સ્વરૂપમાંથી પ્રકટ થએલા પાંચ "પંચાળ" પુરૂષો તે મુળ વિશ્વકર્મા સ્વરૂપજ છે અને તે વિશ્વકર્મા નામથીજ ઓળખાય છે.

પ્રીય બંધુઓ ? ઉપરોક્ત શાસ્ત્રોના કહેવાનું સાર આપને ખાત્રી થઇ હશે કે, આપણી ઉત્પતિ કયાંથી થઈ ? અને આપણે કોણ છઇએ આપણે તે બ્રહ્મ પુરૂષના કુળમાં જન્મેલાં "પંચાળ" બ્રાહ્મણ છઇએ અને આપણી અવિદ્યા અને અજ્ઞાનતાથી દેવ નામથી ભ્રષ્ટ થઇને ગુર્જર સુતારના નામથી ઓળખાઇએ છઇએ.

ગુર્જર એટલે ગુજરાત જ્યારે આપણે ગુજરાતમાં વસ્યા ત્યારે આપણે ગુર્જર સુતાર એમ ઓળખવા લાગ્યા મેવાડમાં વસ્યા તે મેવાડા પુંચાળમં વસ્યા તે પંચોળી અને દક્ષીણમાં જે વસી રહ્યા તે વઇસ્ય

કહેવાયા આ પ્રમાણે જુદા જુદા દેશમાં "મય" "પંચાળ" જ્ઞાતિ વસી તેણેકરી ને તેની ઉપરોક્ત સંજ્ઞા પડી વળી સુતાર એ કાંઇ જાત નથી પરંતુ આપણે કાર્યના નેતા એટલે સર્વ પ્રકારના કાર્યના સુત્ર=નિયમ ને ધારણ કરી આગેવાની ધરાવતા હતા તેણે કરી આપણું નામ શાસ્ત્ર કારોએ સુત્રધાર પાડયું અને જે સુત્રધારનો ઉચ્ચારનો અપભ્રંશ થઇ લોકોમાં સુતાર તરીકે થાવા માંડયો અને છેવટમાં સુતાર જાત એમ પણ નકી થઇ ગયું પરંતુ ઓ વ્હાલાં ભાઈઓ આપણી જ્ઞાતિ ખરી રીતે જોતાં 'મય-પંચાળ બ્રાહ્મણ" જ છે. માટે મ્હારા દરેક જ્ઞાતિ બંધુઓ પોત પોતાનાં અંતઃકરણમાં પોતાની ઉચ્ચ જ્ઞાતિનું ગૌરવ જાણી સુતાર જ્ઞાતિ એ સ્થાને "મય-પંચાળ બ્રાહ્મણ" તરીકે આ જગતમાં પ્રકાશમાં લાવવા પ્રયત્ન કરશો.

## વસવાયાં એટલે શું?

આપણને તથા આપણી સાથે કેટલાક બીજો ધંધો કરનારને પણ લોકો વસવાયાં કરીને કહે છે. અને અમે તો વસવાયાં છઇએ એવું આપણા જ્ઞાતિ ભાઇ પણ પોતાને મોઢે કહે છે. પરંતુ વસવાયાં એટલે શું તેનો ખરો વિચાર કોઈ કરતું નથી. એ કેટલી મોટી ભુલ કહેવાય,

વસવાયાં એ સંસ્કૃત શબ્દ "વસુવે" નો અપભ્રંશ-ખોટો ઉચ્ચાર છે કારણ કે, જ્યારે વિશ્વકર્માના પુત્રો મનુ મયાદિકે મથી આ સૃષ્ટિ વસાવી ગામ કીલ્લા ઘર વિગેરે બાંધી તેમાં મનુષ્યોને વસાવ્યાં તેથી કરીને શાસ્ત્રોમાં વસુથઃ="વસુવે" વસાવનારા લખાયા તેનો આજના સમયમાં, અજ્ઞાનતાએ કરીને સાવ ઉંધો અર્થ કરી ધોબી, હજામ, કુંભાર, મોચી વિગેરે મધ્યમ જ્ઞાતિની સાથે આપણી ઉતમ જ્ઞાતિની ગણત્રી કરી મુકી અને આપણે તો વસવાયાં છઇએ એવી કલ્પના આપણા

જ્ઞાતિ બંધુઓના હૃદયમાં સજડ ઘર કરીને બેસી ગઇ છે. એનું ખાસ કારણ ઉપરોકત આપણી અવિદ્યા કુસંપ ઇર્ષા અને આળસ્યજ છે.

હવે આપણે આપણને અધમ સ્થિતિએ પહોંચાડનાર ખરાબ કારણોનું એક પછી એક અવલોકન કરી તે દુષ્ટ કારણોને દુર કરવા, આપણે શાશા પ્રયત્નો કરવા તે તરફ લક્ષ ખેંચીએ.

## ૧ પહેલું કારણ અવિદ્યા

અવિદ્યા—અભણ પણું એજ આપણને જ્ઞાન સુર્યથી દુર રાખી અજ્ઞાન અંધારામાં અથડાવનાર છે સત્ય બાબતોથી અલગ રાખનાર છે આપણી ઉતમતાની કર્તવ્યતામાં મ્હોટી દિવાલરૂપ છે અને તે અવિદ્યાને આદર સત્કાર આપી આશ્રય આપનાર આપણે પોતેજ છીએ કારણ કે સ્વાર્થને માટે અથવા તો પોતાની ગરીબી સ્થિતિને લીધે આપણા જ્ઞાતિ બંધુઓ પોતાનાં બાળકોને ન્હાન પણથીજ ધંધામાં જોડી દેછે અને એક અક્ષર પણ ભણવા તરફ બાળકના માબાપનું ધ્યાન રહેતું નથી અને કદાચ કોઇ તેમના છોકરાને ભણાવવાનું કહે તો લાગલાજ મ્હારા ભોળા જ્ઞાતિ બંધુ પ્રત્યુતર આપશે કે હવે ભણાવ્યા એ તો સુતારના છોકરાને ભણાવીને કયાં નામ લેખાં મંડાવવા છે કે પેઢી ચલાવવી છે અથવા પંડિતાઇ કરી સભાજીત થાવું છે કે જેથી તેને ભણાવવાની નકામી મહેનત કરવી. કારખાનામાં મોકલી ચાર આના રોજ લાવતાં ન શીખવીએ કે આપણે માથેથી તેના ખરચનો ભાર ઓછો થઇ છોકરો પોતાનું ગુજરાન કરતાં શીખે અહાહા ? માબાપની શી વૃત્તિ? શું પોતાના બાળક ઉપર પોતાનો સ્નેહ? શું બાળકના ભવિષ્યના સુખની લાગણી ? કે જેનું પરિણામ આખી ઉમર પારકી તાબેદારી વેઠી ગધ્ધા મજુરી કરી દુઃખદ સ્થિતિમાં ધર્મ કર્મ વિના મળેલું

મનુષ્ય જીવન એક પશુની હાલતમાં પૂર્ણ કરે, પરંતુ બંધુઓ! એ સર્વે કલ્પના મિથ્યા છે બાળકના ભવિષ્યને બગાડનાર છે બાળકને વિદ્યાભ્યાસ ન કરાવતાં મુર્ખ સ્થિતિમાં રાખનાર માબાપ બાળકના હીતસ્વી નહી પરંતુ બાળકનાં શતરૂ છે તેને માટે વૃધ્ધ ચાણાક્ય કહે છે કે,—

શ્લોક

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठीतेः ॥**
**न शोभते सभामध्ये हंस मध्ये बको यथा ॥११॥**

અર્થ—તે માતા પિતા પોતાના સન્તાનોના વેરી છે કે, જેમણે બાળકોને વિદ્યા ભણાવી નથી કારણ કે જેમ હંસની સભામાં બગલો શોભતો નથી તેમ વિદ્વાનોની સભામાં અભણ મનુષ્ય શોભતો નથી.

આવી રીતે અભણ મનુષ્ય પંડિતોની સભામાં શોભતો નથી એટલુંજ નહિ પરંતુ જે મનુષ્ય ભણેલ ન હોય તે કોઇ પણ પુસ્તક વંચી ન શકે, અને જ્યારે પુસ્તકોનું વાંચન ન કરી શકે ત્યારે શાસ્ત્રોમાં શું કહેછે તેની ખબર ન પડે. ત્યારે પોતાને શું કર્મ કરવાના છે- પોતે કયા કુળમાં જન્મેલ છે તથા પોતે કોણ છે એવી ખબર ક્યાંથી પડે ? જ્યારે પોતાને કોઇ પણ વાતની ખબર ન પડે ત્યારે તે બીચારા અજ્ઞાનતામાં રહી, બીજા મનુષ્યો દ્વેશથી વા કપટથી શાસ્ત્રોના ઉંધા અર્થ કરી સ્વાર્થી અને ઢોંગીઓ જે કહે તે ખરૂં માનીને છેક અધમ સ્થિતી સુધી પહોંચી આગળ આગળ છેક હલકા બની અને આ જગતમાં નિંદા અને તિરસ્કાર સહન કરે તેમાં શી નવાઇ ? આવા બનતા અનેક દાખલાઓ આપણા ઘણાક જ્ઞાતિ બંધુઓના લઇ શકીએ છીએ. કે જેમને કોઇ પણ પ્રકારની

ખબર હોતી નથી, કે આપણે કોણ છઇએ. તેથી સતકર્મ તો એક બાજુએ રહયા. પરંતુ ન્હાવું ધોવું શા માટે જોઇએ તેનો ખરો અર્થ પણ જાણી શકતા નથી. જ્યારે તેઓને નાવા બાબત કહેવામાં આવે ત્યારે તે ઉતર આપશે કે, નાવાથી શું લાભ કે પુણ્ય થવાનું હતું ? બંધુઓ નાવાથી પુણ્યને લાભ તો જે જાણેછે તેજ જાણે છે. નાવાથી શરીર સ્વચ્છ બનેછે. શરીર સ્વચ્છ થાતાં શરીરનાં પ્રત્યેક છીદ્રોમાંથી વાયુ સરળતાથી આવજા કરી મનને નિર્વિકારી શુદ્ધ બનાવે છે. મનની શુદ્ધિ થતાં તે મનમાં સદધર્મની સ્થાપના થાંયછે. ધર્મનું આવાહન થાતાં કર્મ પુણ્ય મય થાયછે. પુણ્યમય કર્મો થાતાં અંતઃકરણમાં દયા, ક્ષમા, સ્નેહ, આદી સદગુણોનો વાસ થાય છે. અને અનેક સદગુણોનો આવિર્ભાવ થતાં આ જગતમાં કીર્તિ પામી મનુષ્ય સર્વદા સુખી રહી અંતમાં પરમ પદને પામેછે. કહો ? એકજ સત કર્મને અંગે કેટલા પ્રકારનો લાભ ? પરંતુ તે લાભ આપણે આપણી અજ્ઞાનતાને લીધે ગુમાવી બેઠા છઇએ. સતકર્મ, સદાચાર અને સદવર્તનને ત્યાગી આપણે જગ નિંદાને પાત્ર બન્યા છઇએ. સુખથી દુર થયા છીએ. અને સર્વદા કલેશ અને દુઃખના મહાસાગરમાં ડુબકાં ખાઇ રહયા છીએ. પરંતુ મહદાશ્ચર્ય કે મ્હારા જ્ઞાતિ બંધુઓને લેશ પણ તે વાતનો વિચાર થતો નથી. પોતાની અધમાવસ્થાનો ત્યાગ કરી પ્રથમની ઉતમાવસ્થામાં જવા જરા પણ લાગણી પ્રકટતી નથી. બંધુઓ શું આપને આપની ઉતમતા માટે જરા પણ આપના મનમાં ભાવના પ્રકટતી નથી ? શું આવી અધમાવસ્થાજ આપને પસંદ છે ? શું આમ દુઃખમાંજ પડયા રહી જગતની નિંદાના પ્રહાર સહન કરવા છે ? શું આપને અત્યુતમ સુખ લેવાની ઇચ્છા નથી ? કહો ? કહો ? આપનું મન શું કહેછે ? આપનો અંતરાત્મા આપને કયા માર્ગમાં

ઘસડેછે ? આપની બુદ્ધિ આપને કેવા વિચાર કરવા કહે છે ? આ અધમાવસ્થામાંજ પડયા રહેવાનો કે, હૃદયમાં જ્ઞાન ધારી પુર્વની ઉતમ સ્થિતિએ પાછું જવાનો ? હું નથી ધારતો કે, કોઇ પણ મનુષ્ય એવો હોય કે, જેને પોતાને ઉતમ થવાની ચાહના ન કરે. અને જો પોનાને ઉતમ બનવાની ઇચ્છા– પ્રયત્ન ન કરે તો તે મનુષ્ય નહિ. પરંતુ તે માનવ રૂપે પોતાની પશુ અવસ્થામાંજ પોતાનું જીવન નિર્માલ્ય રીતે પુર્ણ કરેછે. તો " પંચાળ " બંધુઓ ? સાવધ થાઓ અને આપની ગએલી ઉતમતાને પુનઃ પ્રાપ્ત કરવાને કમર કસી મેદાનમાં પડો. સદવિદ્યારૂપ શસ્ત્રો–હથીઆર પકડી અવિદ્યાને નસાડો અને આપના પવિત્ર હૃદયમાં શુભજ્ઞાનનું સ્થાપન કરો. વિદ્યાભ્યાસ ના વિષયમાં કોઇ જ્ઞાતિ બંધુ એવોજ પ્રષ્ન કરશે કે, જે પઇસાદાર હોય તે તો પોતાના બાળકને વિદ્યા ભણાવી શકે. પણ ઘરની સ્થિતી નબળી હોય અને પોતાનું ગુજરાન માંડમાંડ ચાલતું હોય તેમણે શું કરવું ? તેના જવાબમાં કહેવાનું કે, એવા નિરાધાર અને દુર્બળ જ્ઞાતિ બંધુઓનાં બાળકો માટે દરેક શહેરમાં અથવા એક મુખ્ય સ્થળ કરી ફંડ સ્થાપવાની આવશ્યકતા છે. અને તે ફંડમાં આપણા દરેક જ્ઞાતિ બંધુઓએ બનતી મદદ કરવી. જો કે આપણને આગળના વખતમાં દરબારી વેઠ કરવા જવું પડતું. અને તે વેઠની મુકઝાની આપણને ખમવી પડતી તે પ્રમાણે આજના સમયમાં આપણા ઉપર વેઠ નો જુલમ નથી. અને વેઠ એટલે શું અને કેવી હોય એમ પણ આપણે ઘણાએક જાણતા નથી તેથી આવા સુખમય સમયમાં આપણે આપણી જ્ઞાતિને મદદ કરી સુધારવાની ઘણીજ સુગમતા છે. ફંડને માટે આપણા દરેક એટલે કામ કરતા જ્ઞાતિ બંધુઓએ પોતાની જ્ઞાતિના શ્રેયને ખાતર પોતાની શ્રદ્ધા પ્રમાણે તે ફંડમાં નાણાં ભરવાં જેથી કરી " પંચકી લકડી અને એકનો બોજ " એ કહેવતાનું

સાર સર્વે બંધુઓની સહાયતાથી ફંડમાં નાણાં એકઠાં થતાં આપણા ગરીબડા અને નિરાધાર જ્ઞાતિ બંધુઓ આશ્રય પામશે જ્ઞાતિનાં બાળકો સદ્વિદ્યા ભણશે. તેના પરમ આશિર્વાદ આપણને મળશે. તેણે કરીને તથા સદ્વિદ્યા ભણેલી આપણી સુજ્ઞ પ્રજાથી ભવિષ્યમાં આપણે હાલમાં ચાલતી આપણી અધમાવસ્થામાંથી શ્રેષ્ટતા પામી સર્વદા સુખ પામી આ જગતમાં આનંદથી રહીશું. માટે સુખને પામવાના સાધનોમાં પ્રથમ સાધન સદ્વિદ્યા તેને મેળવવાના પ્રયત્ન આરંભ કરી સુજ્ઞ બંધુઓ સર્વદા સુખી રહો.

સુહૃદ ? આપણે ઓછામાં ઓછો રૂપીઆ ત્રીસ, ચાલીસ, પીસ્તાલીસ સુધીનો પગાર લાવતા હોઇએ. અને કદાચને તેમાંથી આપણે એક મહિને ઓછામાં ઓછા ચારઆના, આઠઆના કે એક રૂપીઓ જ્ઞાતિના હિત માટે જ્ઞાતિ ફંડમાં ભરીએ તો તેથી કરી આપણને કોઇ પણ પ્રકારની ઓછપ આવે નહિ. અને એટલું ખર્ચ તો આપણને હોટેલ, સીનેમા અને નાટક વિગેરે સ્થળે આણધાર્યું થતું હશે. અને તેનો લાભ આપણને કાંઇ પણ ન મળતાં ખર્ચેલું દ્રવ્ય નિરર્થક થાય છે. પરંતુ પુણ્ય કર્મ માટે જ્ઞાતિ હિત માટે વાપરેલું ધન નિરર્થક ન જતાં તથા તેમાં ઘટ ન આવતાં દિનપ્રતિદિન પુણ્યને પ્રભાવે વૃદ્ધિ પામેછે. તે બદલ મહાત્મા તુલસીદાસજી કહેછે કે.

દોહરો

તુલસી પંછીન કે પીએ ઘટે ન સરિતા નિર
ધર્મ કીયે ધન ના ઘટે કરે કૃપા રઘુવીર.

**અર્થ**—પક્ષિના પીવાથી સરિતા-નદિનું જળ જેમ ખુટતું નથી. તેમ ધર્મ જે પુણ્યદાન કરવાથી પણ ધન ખુટતું નથી. પરંતુ નદિના વ્હેતા જળની પેઠે સદાય આવ્યાજ કરે છે. અને પુણ્યે કરીને

આપણા ઉપર ઇશ્વરની કૃપા થાયછે. અને ઇશ્વર કૃપા થતાં આપણને સર્વે પ્રકારનું સુખ મળે છે. એ નિઃસંદેહ છે. તો સુજ્ઞ જનો ? મારા આ લખવાપર ધ્યાન દઈ પોતાની જ્ઞાતિના નિરાધાર બાળકો વિદ્યા ભણે હુન્નર કાર્યનું જ્ઞાન મેળવે. અને નિરાધાર તથા દુર્બળ જ્ઞાતિ બંધુઓને સહાય મળે એવી રીતનાં ફંડ સ્થાપવા પોતાથી બનતી મહેનત કરી પોતાની ઔદાર્યતા દર્શાવશે તો તેમની મહાન કૃપા.

## ૨ બીજું કારણ કુસંપ

કુસંપ એ પણ આપણી જ્ઞાતિની અધમાવસ્થા કરવામાં મોટા સહાય રૂપછે. કારણ કે, કુસંપ એજ સર્વે સુખના મુળને નાશ કરનાર છે. તેના દાખલા આપણને અનેક શાસ્ત્રોમાંથી મળી આવે છે. જુઓ. કૌરવ અને પાંડવોમાં જો કુસંપ હતો તો એક બીજા સાથે પરસ્પર રાજ્ય માટે રણસંગ્રામમાં લડી મુવા. તે સીવાય આ ભારત વર્ષમાં કુસંપથી અનેક પ્રકારે થએલી દુર્દશા ઘણે સ્થળે સાંભળવામાં આવેછે. કુસંપનું રૂપાંત્તર કરીએ તો કુસંપ એ કાંઇ વસ્તુ નથી. મનુષ્ય નથી. તેમ તે આકારથી નજરે પણ દેખા શકાય તેવો નથી. પરંતુ તે પોતાના અદ્રશ્ય રૂપે આપણી મનોવૃતિમાં પ્રવેશ કરી આપણને આપણા બંધુઓથી આપણી જ્ઞાતિથી વેર કરાવે છે. આપણને સર્વથી જુદા પાડી અંતે હેરાન કરી મુકેછે. કુસંપે કરી આપણે આપણાં સગાંઓ થી અને જ્ઞાતિ જનોથી એઇકયતા ન કરતાં જુદા થઇને રહીએ છીએ. આપણને કોઇ શીખામણના બે શબ્દો કહે તે પણ કુસંપે કરી તે આપણે માનતા નથી. કોઇ પણ જ્ઞાતિના ધારા યાતો રૂઢી–રીત રીવાજ નાતના આગેવાનો અથવા બુદ્ધિશાળી મનુષ્ય પાળવા કે તજવાનું કહે તો, એકનો મત ઉત્તર દિશા તરફ વળે. અને બીજાનો મન દક્ષિણ દિશા ભણી વળે. જ્યારે આમ થાય ત્યારે પછી એક બીજાનાં મન

ખાટાં પડે. હુંસાતુંસી થાય. તથા એક બીજાને બોલવાનો વખત આવે અને તેમાંથી છેવટે દુસ્મની બંધાય ત્યારે ખરૂં કહો કે, એ બધું શાથી? માત્ર એક કુસંપથીજ. પરંતુ જો એક બીજાની સાથે સંપથી રહી. મનમાં પ્રેમભાવ રાખી જ્ઞાતિ બંધુઓથી હળીમળી ચાલીએં. તો આપણુને કોઇ પણ પ્રકારનું દુઃખ ન રહે. એ હું ખાત્રી પુર્વક કહુંછું. અને મહાત્મા તુલસીદાસજી પણ સાબીતી આપેછે કેઃ—

ચોપાઇ

" જહાં સંપ તહાં સંપતિ નાના,
જહાં કુસંપ તહાં વિપતી નિધાના.

જ્યાં સંપછે. ત્યાં નાના પ્રકારની સંપતિછે. અને જ્યાં કુસંપ છે. ત્યાં હરેક પ્રકારની વિપતી દુઃખનો ભંડાર છે. માટે બંધુઓ! જો સુખનું બીજું સાધન મેળવવું હોય તો. કુસંપને દુર કરી સુસંપને વધારી જુદાઇ ન જાણતાં પોતાના જ્ઞાતિ બંધુઓથી એઇકયતા કરી સર્વદા સુખને પામો એજ પ્રાર્થના છે.

## ૩– ત્રિજું કારણ. ઇર્ષા.

ઇર્ષા. એ પણ આપણુને. આપણા સુખમાં અને પરલોકના માર્ગમાં પણ આડી આવનાર તીખી ધાર વાળી એક તરવાર રૂપ છે. અને તેનું પરિણામ આપણુને ઝેર જેવું પ્રાપ્ત થયું છે.

કોઇ જ્ઞાતિ બંધુ એમ સ્વાલ કરશે કે, અમે કયાં ઇર્ષા કરીએં છઇએ? તો તે બદલ કહેવાનું કે, જેમ આરિસા વિના પોતાનું મુખ જોઇ શકાતું નથી. તેમ બીજાઓના કહેવા વિના પોતાના દોષ–અવગુણ પોતાને જણાતા નથી. પરંતુ તેમે તો

જ્યારે કોઇ બીજો કહે ત્યારેજ ખબર પડે. તેથી આપણામાં કયે સ્થળે અને કેવી રીતે ઈર્ષા રહી છે. તે માટે આપણે એક કારખાનાનો દાખલો લઇએ કે, કોઈ કારખાનામાં, એક જ્ઞાતિ બંધુ કામ કરતો હોય. ત્યાં બીજો જણ કામ કરવાને આવે. હવે પ્રથમ આવનાર કારીગર હોય અથવા પછીથી આવનાર કારીગર હોય. અગર બન્ને બંધુઓ એક સરખાજ હુશીઆર હોય. તો પણ પ્રથમ આવનાર. તથા પછી આવનાર ઉભય બંધુઓના મનમાં ઈર્ષા પ્રગટે. અને સામ સામા કામે બેસી એક બીજાને હલકા કરવાનો વિચાર રાખે. અને હદ ઉપરાંત મહેનત કરી સાંજ સુધીમાં પોતાને પોતાના શરિરનું ભાન ન રહે ત્યાં સુધી કામ ખેંચી પોતાને શાહાબાસ કહેવરાવે હવે બન્ને જણાએ ઇર્ષાથી વાદ વિવાદ કામ કર્યું પરંતુ પોતાને તો જે રોજ મળતું હોય તેનાથી એક પાઇ પણ ઈનામ દાખલ મળે નહિ પરંતુ કામના ઢરડાને લીધે બે ચાર દિવસ પછી પોતાથી કાંઇ કામ ઓછું થાય. તો તુરતજ કેમ ભાઈ આજે કામ ઓછું થયું ? હવે તમે દાનત ખોટાઇ કરવા મંડયા હાડકાં હરામનાં થયાં. આ પ્રમાણે નો શીરપાવ કામ ધણી તરફથી મળે. કહો ? જ્ઞાતિ બંધુની ઇર્ષા—અદેખાઇ કરી પોતાના તથા બીજાના શરિરને અત્યંત દુ:ખી કર્યું તેમાં બન્નેને શું મળ્યું ? કાંઇંજ નહિ માત્ર અપયશ. અરસ પરસ જ્ઞાતિ બંધુમાં વેર ભાવના પ્રગટાવી કુસંપ મેળવ્યો. પરંતુ જો તેમ ઈર્ષાને ન રાખતાં, અરસ પરસ ભાતૃ ભાવે સંપથી કામ ધણીને નુકશાન

ન પહોંચાડતાં સદાને માટે એક સ્થિતિમાં નહિ શકે, શરિરને હાની ન આવે તેવા પ્રકારથી કામ કરવામાં આવે તો આપણને આરામની સાથે જ્ઞાતિ બંધુઓથી સંપ રહે. અને આનંદમાં આપણું જીવન પસાર થાય. અરસ પરસ વાદ વિવાદ કામ ક રનારની પેઠે કેટલાક બંધુઓ કામ ઉઘડાં રાખે છે. તેમાં પણ ઈર્ષા કરી પોતાની તથા જ્ઞાતિ ભાઈની ખ્વારી કરે છે કેમકે એ ક માણસ કામ રાખવા ગયો કે, લાગલો બીજો જણ ત્યાં જઇ પહોંચ્યો અને પ્રથમ જનારે કહેલ મજુરી-ભાવથી હલકે ભાવે કામ રાખવાનું કરે. તેટલેથી ઈર્ષાનો અંત ન આવતાં, ત્રીજો જ્ઞાતિ બંધુ પોતે તે બન્નેનાથી પણ સાવ હલકો ભાવ આપી કામ રાખે અને પોતે વ્યાધી-ચિંતા ભોગવી જ્ઞાતિ ભાઇઓના સાંજ સુધી જીવ સંતાપી આખર ઘરનાં નાણાં ભરી અથવા ત્યાંથી કામ અધુરૂં મુકી અગીઆરાં ગણી અપજશ બાંધી પો તે દુઃખી થઇ બીજા બંધુઓને પણ દુઃખી કરે છે. આવી રી તે ઈર્ષાથી ભતા અનેક ગેર લાભ ને સહન કરે છે છતાં મારા જ્ઞાતિ બંધુઓ સાવ આંખ વિંચી હજુ આગળ આગળ દોડી જાય છે એ ઘણું શોચનીય છે. તો બંધુઓ ? મારા આ કા લા ઘેલા લખવા પર આપનું ધ્યાન ખેંચી સુખના ત્રીજા સા ધનને પ્રાપ્ત કરવા અને જગતનાં તથા સ્વર્ગનાં સુખો મેળવ વા દિન પ્રતિ દીન કટીબધ થાઓ ઇર્ષાને ત્યાગો. અને પોતા ના અંતઃકરણમાં જ્ઞાતિ બંધુઓ પ્રત્યે બંધુત્વને સ્થાપો.

---

## ૪–ચોથું કારણ આળશ.

આળસ એ પણ આપણને વિપતી–દુઃખ આપનાર આપણો મોટામાં મોટો શતરૂ છે. કે જેણે આપણને પોતાના પ્રભાવ વડે પરાભવ પમાડી છેક હલકી સ્થિતિમાં લાવી આ જગતમાં અપ યશના ભોગી બનાવ્યા છે. આળશથી કરીને આપણે આપણું સત્કર્મ (ન્હાવું ધોવું પુજા પાઠ સંધ્યા વંદનાદિક) કરવાનો ત્યાગ કરી છેક અધમતાને પ્રાપ્ત થયા છઇએ. આળશ્યથી કરી વિદ્યા ભણ્યા નહિ. આળશથી કરી આપણે હુન્નર કળા કોસલ્યા દિકમાં કેટલા પશ્ચાત છઇએ તેનો પુરાવો આપણને આજના વખતમાં બીજી જાતવાળા આપે છે. જેવા કે સઇ સુતાર કુંભાર સુતાર વાંઝા સુતાર વાઢા સુતાર અરે ટુંકમાં ઘણાક ઉતરતી જ્ઞાતિ વાળા કે જે પુર્વ કાળમાં આપણી સેવા કરનાર હતા, આપણી પાસેથી આપણા કુસંપનો લાભ મેળવી હુન્નરને લુટી ગયા જે આપણા શિષ્ય–સેવકો કહેવાતા, તે આપણા ગુરૂ થયા. અહાહા કેટલી બધી શરમની વાત? અરે આળશથી કરી આપણે કોઇ પણ કામનો આરંભ કરીએ તો, આપણને એમ થાય કે, હવે નકામી કડાકુટ કોણ કરે. અને કદાચને આપણને આળશ નચડયું. અને કાંઇ નવિન હુન્નરનો આરંભ કર્યો કે, બીજા બંધુ આવી પોતાનું આળશ અર્પણ કરતાં, આપણા ધઇર્ય–ઉત્સાહ નો ભંગ કરતાં કહેશે કે, હવે કર્યાં એ તો હુન્નર તમારા બાપ દાદાતો વેઢા કુટીને મરી ગયાને તમે હવે અકકલ વાળા જાગ્યા તે આવા હુન્નર કરી બાપનું નામ રાખશો. “બાપે ન

મારી ચરકલી. બેટા તીરમ બાજ" આ પ્રમાણેના શબ્દ પ્રહારથી હુન્નર આદરનાર ભાઈની ઈચ્છા મરણ પામી આળશનો સ્વીકાર કરી આદરેલું કામ બંધ કરી-અધુરૂં મુકી નુકશાન તથા અપયશને પાત્ર થાય. કહો ત્યારે આવી રીતે આળશને આમ પાળીપોષીને રાખવાથી આપણું શ્રેય ક્યાંથી થાય? આળશથી કરી હુન્નર કાર્ય એકલાનીજ હાની છે એટલુંજ નહિ. પરંતુ સાથે આપણા આખા જીવનની હાની છે. કેમકે, આળશથી ન્હાવું ધોવું પુજા પાઠ વિગેરે કલ્યાણનાં સાધનો બની શકતા નથી. આળશના આગમનથી આપણા સ્વધર્મનો મુળ પાયો યજ્ઞોપવિત-જનોઈ તેને પણ આપણે ત્યાગી બેઠા છઇએ. અને તે બદલ (જનોઇ બદલ) કહેતાં આળશ અને અજ્ઞાનતાના પ્રતાપે જ્ઞાતિ બંધુઓના મુખમાંથી એ ઉચ્ચાર થાય છે કે, આપણે ગુર્જર સુતારને આહીં જનોઇ લેવાનો અધિકાર નથી. એ તો જ્યારે વિશ્વકર્મા (ઇલોળગઢ) જઇએ ત્યારે જ લઇ શકાય. આ વાક્યના અર્થનો તપાસ કરવા ઘણાંક શાસ્ત્રોમાં જોતાં કોઇ પણ સ્થળે એ શબ્દ નથી નિકળતો કે, શ્રી વિશ્વકર્માના પુત્રો, ગુર્જર સુતારે ઇલોળગઢ જઇને જનોઇ લેવી. પરંતુ "મુળ સ્તંભ" નામના ગૃંથમાં અધ્યાય સત્તરમામાં શ્લોક અઠાવીસમામાં કહયું છે કે,

श्लोक

विश्वकर्मा कुलेजावो विनायज्ञो पवितकम् ॥
अनेक नरकान्याती यावश्चंद्रदिवाकरो ॥२८॥

અર્થ—શ્રી વિશ્વકર્મા પ્રભુના કુળમાં ઉત્પન્ન થઇને જે મનુષ્ય. ઉપવિત—જનોઇ વિનાનો રહે છે. અથવા ત્યાગ કરે છે. તો તે મનુષ્ય સૂર્ય ચંદ્ર તપે ત્યાંસુધી અનેક નર્કની યાતના દુઃખ ભોગવે છે. આ મહત વાક્યને વિસરી જઈ મ્હારા જ્ઞાતિ બંધુઓ પોતાની અવિદ્યા તથા આળસના પ્રભાવે પોતાને વેદ વિધિ યુકત ધામધુમ અને મંગળ સામગ્રીઓ સાથે જનોઇ લેવા નો અધિકાર છતાં યોગ્યતા છતાં, ખોટી રીતને અનુસરી એક સરામણાની અધમ રીતથી જનોઇ લેવાના ઉપદેશને પોતાના અંતઃકરણમાં ઠસાવી પોતાના જીવનને કલેશમય બનાવી સ્વ-કલ્યાણનો નાશ કરે છે. અરેરે કેટલી વિષમતા? કેટલું દુઃખદ? પ્યારા ભ્રાતાઓ? વિચારો! વિચારો!! આળશ—અવિદ્યાથી થતા ગેર લાભને દ્રષ્ટિથી જુઓ. આળશને ત્યાગ કરો. ઉત્સાહને ધારણ કરો. સ્વધર્મને પાળો અને પોતાનું તથા સ્વજ્ઞાતિનું શ્રેય કરવાની પોતાના મનમાં પ્રતિજ્ઞા કરી સન્માર્ગે પ્રવૃત થાઓ. અને સદઇવ સુખ પામો.

ગુણ ગ્રાહક બંધુઓ? ઉપરોકત વિષયો જે અવિદ્યા કુસંપ ઈર્ષા આળશ અને તે વિના અન્ય કન્યા વિક્રય સવેલાં કાઢવાં કન્યાઓનાં વેવીશાળ એ ચાર ઠેકાણે કરી જગતમાં ગણાતા નિંદનીય કર્મો—કર્તવ્યોનો ત્યાગ કરો. સ્વધર્મને સ્વીકારો, નિતિને ધારો. સદાચારમાં સામીલ બનો. પુર્વે કહેવાએલા દેવપુત્રો? દેવતાઓમાં પુજીત થએલા દેવતાઓ તથા મનુષ્યોમાં માન કીર્તિ પામેલા વિશ્વકર્માના વંશજો "મય—પં—

ચાળ" ( ગુર્જર સુતાર જ્ઞાતિ બંધુઓ ) આપની ગયેલી પ્રતિષ્ટા પુનઃમેળવો. બાપ દાદાના ગૌરવને નષ્ટ થએલું જોઈ આપનાં જ્ઞાન ચક્ષુ ખોલો. આપની લુટાઇ ગએલી કળા કૌશલ્યની જાહો જલાલી પાછી મેળવવાના સતત પ્રયાસ આદરો અને પોતાની દુઃખદ સ્થિતિ સ્હામું જોઇ અજ્ઞાનની ઘોર નિદ્રા માંથી જાગો બીજા જ્ઞાતિ બંધુઓને જાગૃત કરો. આપના અંતઃકરણમાં શુભ જ્ઞાનનો દિપક પ્રકટાવી હૃદયને પ્રકાશીત બનાવી બંધુ જનોથી સંપ અને અઇક્યતાથી રહી સર્વદા આનંદ મય સુખ સરોવરમાં ઝીલો "શ્રી પરમ કૃપાળુ વિશ્વકર્મા પ્રભુ આપ સર્વેનું શ્રેય કરી સદા સન્મતિ આપી સર્વદા આપ સર્વેના હૃદયમાં વિરાજમાન થાઓ એજ ગુભાશા સાથે હું વિરમું છું. અસ્તુ. ॥ इति शुभम् ॥

ॐ शान्ति ! शान्ति !! शान्ति !!!



# પ્રાર્થના.

આ જ્ઞાતિ હીત પુસ્તક કોઇ પણ જ્ઞાતિ
સ્વ જ્ઞાતિના શ્રેયને માટે પોતાની ઉદાર ....
છપાવી વિના મુલ્ય જ્ઞાતી સમાજમાં વહેંચવા પ્રવૃત
થશે. તો તેમને ધન્યવાદ સાથે છપાવવાની છુટ છે
તો ધનાઢય બંધુઓ આપની લક્ષ્મીનો સદવ્યય કરી,
જ્ઞાતિ ઉન્નતિ કરવા પરીશ્રમ લેશો એવી જીજ્ઞાસા છે.

લી૦ સ્વ જ્ઞાતિ સેવક
હરિલાલ માવજી